॥ ओ३म् ॥

# મૃત્યુ મીમાંસા

- સ્વામી શાંતાનંદ સરસ્વતી

ओ३म्



॥ ओ३म् ॥



॥ ओ३म् ॥

# મૃત્યુ મીમાંસા

## મૃત્યુ સંબંધિત ૧૦૧ પ્રશ્નોના જવાબ

: લેખક :

સ્વામી શાંતાનંદ સરસ્વતી (M.A.)

(દર્શનાચાર્ય)




કિંમત : રૂા. ૧૦-૦૦

: પ્રકાશક :

આર્ય સમાજ

મહર્ષિ દયાનંદ માર્ગ, દાતાર રોડ, મુ. જૂનાગઢ

ફોન નં. : (૦૨૮૫) ૨૬૨૬૪૩૫

# ✽ ભૂમિકા ✽

ગૃહત્યાગ કરતા પહેલા કિશોરાવસ્થાથી જ ગામડામાં કોઈના મૃત્યુની સૂચના પ્રાપ્ત થતાં જ તેને જોવા, જાણવા અથવા એના અંત્યેષ્ટિ સંસ્કારમાં હાજરી આપવાની રુચિ થતી જ હતી અને સમય મળ્યે અંત્યેષ્ટિ સંસ્કારના અવસરે પહોંચી જતો હતો. દર્શનયોગ મહાવિદ્યાલય, રોજડમાં પ્રવેશ મળ્યા બાદ અહીંયા શીખવું અને શીખવવું એવા સમયે અનેક વખત અંત્યેષ્ટિ સંસ્કારો કરવાના વૈરાગ્યવર્ધક અવસરો મળ્યા. તેથી કિશોરાવસ્થાથી લઈ અત્યાર સુધી પચાસો અંત્યેષ્ટિ સંસ્કારો કરવા અને કરાવવા તેમજ તેમનામાં ભાગ લેવાથી મૃત્યુ સંબંધી અનેક વાતો બહુ જ નજીકથી જાણવા, સાંભળવા અને જોવા મળી.

દર્શન ઉપનિષદોને પૂ.સ્વામી વિવેકાનંદજીના મુખારવિંદથી સાંભળી તથા યોગનિષ્ઠ સ્વામી સત્યપતિજીથી પણ મૃત્યુ વિષયક (શરીરની અનિત્યતાના સંદર્ભમાં) ઘણી વાતો સાંભળીને મૃત્યુ સંબંધી જ્ઞાન સૂક્ષ્મતાથી પ્રાપ્ત થયું. તેથી હું ગુરુજનોનો અત્યંત આભારી છું. આ રીતે મૃત્યુ સંબંધિત એક પુસ્તક લખવાની જિજ્ઞાસા ઉત્પન્ન થઈ. તેથી મૃત્યુ સંબંધિત ૧૦૧ પ્રશ્નોના જવાબો લખીને પૂજ્ય આચાર્યશ્રી જ્ઞાનેશ્વરજીને બતાવ્યા. તેઓએ મારો ઉત્સાહ વધાર્યો. આ ક્રમમાં પુસ્તકને આકાર આપવાની શરૂઆત થઈ.

આ પુસ્તક લખવામાં શ્રી રવજીભાઈ આર્ય, મોડાસા (ગુજરાત) અંત્યેષ્ટિ સંસ્કારો કરાવવામાં મારા મુખ્ય સહયોગી રહ્યા. વાનપ્રસ્થી શ્રી દેવશંકરજી જોષીનું મહત્ત્વપૂર્ણ યોગદાન રહ્યું. હું એમનો આભારી છું. તેવી જ રીતે પુસ્તકનું શુદ્ધિકરણ, પ્રકાશન તથા વિતરણ વગેરે કાર્યોમાં બ્ર. દિનેશકુમારજી (રોજડ) સ્વામી સત્યાનંદજી વાનપ્રસ્થી સત્યનારાયણજી આર્ય અને વૈદિક સંસ્થાન, ઓઢવના સંનિષ્ઠ કાર્યકર્તાગણનો મહત્ત્વપૂર્ણ સહયોગ રહ્યો છે. તેથી હું આ બધા મહાનુભાવોનો હૃદયથી આભાર માનું છું.

**– સ્વામી શાંતાનંદ સરસ્વતી**

# ✯ અનુવાદકીય ✯

'મૃત્યુ મીમાંસા' હિન્દી પુસ્તિકા છપાવતાં જે આનંદ અને ઉત્સાહ સ્વામી શાંતાનંદ સરસ્વતીજીને મળ્યો તેવો જ ઉત્સાહ અને આનંદ આ હિંદી પુસ્તિકા વાંચતા મારામાં ઉદ્ભવ્યો. આ હિન્દી પુસ્તિકામાં આપેલ માહિતીને વિશ્વના ખૂણે-ખાંચરે વસેલા સર્વ ગુજરાતી ભાઈઓ-બહેનોને પહોંચતી કરવાનું વૈચારિક અંકુર મારા મનમાં પ્રસ્ફુટિત થયું. પરિણામે સ્વામી શાંતાનંદ સરસ્વતીજીની અનુમતિ લઈને આ પુસ્તિકા ગુજરાતીમાં તૈયાર કરી છે. આ મારો પ્રથમ પ્રયત્ન અને અનુભવ છે. તેથી તેઓશ્રીનો અંતઃકરણપૂર્વક આભાર માનું છું.

હું કોઈ વિદ્વાન નથી. મારા અલ્પજ્ઞાનને કારણે આમાં ભૂલો હોવા સંભવ છે તે બદલ હું ક્ષમાપ્રાર્થી છું.

આ અનુવાદની ગુણવત્તા વધારે તેવા સુજ્ઞ પાઠકોનાં સૂચનો હંમેશાં આવકાર્ય રહેશે.

આ પ્રશ્નોત્તરીનો ફેલાવો આખા ગુજરાતી જગતમાં થાય અને તેનો લાભ લઈ ગુજરાતી માનવ પોતાના જીવનમાં સુખ-શાંતિ મેળવી મોક્ષનો અધિકારી બને એવી ઈશપ્રાર્થના અને અંતરેચ્છા છે.

**– રવજીભાઈ આર્ય**



# મૃત્યુ મીમાંસા

## (મૃત્યુસંબંધી પ્રશ્નોત્તરી)

પ્રશ્ન ૧ : મૃત્યુ કોને કહેવાય છે ?

જવાબ : શરીરમાંથી જીવાત્મા બહાર નીકળી જવાની ક્રિયાને મૃત્યુ કહે છે.

પ્રશ્ન ૨ : મૃત્યુ સમયે શરીરની ક્રિયા કેવી હોય છે ?

જવાબ : મૃત્યુ સમય પૂર્વે શરીર, જ્ઞાનેન્દ્રિયો અને મન શિથિલ થઈ જાય છે. પછી જ્યારે પ્રાણ પણ કાર્ય કરવાનું બંધ કરી દે છે ત્યારે મૃત્યુ થાય છે.

પ્રશ્ન ૩ : મૃત્યુ થતાં પૂર્વે જીવાત્મા શરીરમાં ક્યાં રહે છે ?

જવાબ : મૃત્યુ થતાં પૂર્વે જીવાત્મા શરીરમાં હૃદય, નેત્ર અથવા કંઠમાં રહે છે.

પ્રશ્ન ૪ : શું મૃત્યુનો દિન, સમય અથવા સ્થાન પૂર્વેથી નિશ્ચિત હોય છે ?

જવાબ : ના, મૃત્યુનો દિવસ, સમય અથવા સ્થાન પૂર્વેથી નિશ્ચિત હોતા નથી. અકસ્માત, આકસ્મિક રોગ વગેરેના કારણે ગમે ત્યારે, ગમે ત્યાં તેનું મૃત્યુ થઈ શકે છે.

પ્રશ્ન ૫ : શું મૃત્યુ પછી પુનર્જન્મ થાય છે ?

જવાબ : હા, મૃત્યુ પછી પુનર્જન્મ થાય છે.

પ્રશ્ન ૬ : શું મૃત્યુ પછી સર્વ લોકોનો પુનર્જન્મ થાય છે ?

જવાબ : ના, મૃત્યુ પછી સર્વ લોકોનો પુનર્જન્મ થતો નથી.

પ્રશ્ન ૭ : જે લોકોનો મૃત્યુ પછી પુનર્જન્મ નથી થતો તેઓ ક્યાં જાય છે ?

જવાબ : જે લોકોનો મૃત્યુ પછી પુનર્જન્મ નથી થતો તેઓ મોક્ષમાં જાય છે.

પ્રશ્ન ૮ : કયા લોકો પુનર્જન્મના ચક્કરમાં નથી ફસાતા અને મોક્ષમાં જાય છે ?

જવાબ : જેઓ અષ્ટાંગ યોગનું અનુષ્ઠાન કરે છે અને નિષ્કામપૂર્વક કર્મોને કરતા હોય છે તેમજ વિવેક, વૈરાગ્યને પ્રાપ્ત કરી અસમ્પ્રજ્ઞાત સમાધિની સિદ્ધિ કરી ઈશ્વરનો સાક્ષાત્કાર કરે છે. સાથે જ આ સમાધિનો દીર્ઘ સમય સુધી અભ્યાસ કરીને પોતાના રાગ, દ્વેષ આદિ અવિદ્યાજનિત સંપૂર્ણ કલેશોને દગ્ધબીજ (વિનષ્ટ) કરી દે છે તે યોગીલોકો પુનર્જન્મના ચક્કરમાં ફસાતા નથી અને તેઓ મોક્ષમાં જાય છે.

પ્રશ્ન ૯ : મોક્ષ શું છે ?

જવાબ : મોક્ષનો અર્થ છે - સર્વ દુઃખો, ભય, ચિંતા, શોક, પીડા, બંધન વગેરેથી છૂટીને જીવાત્માનો છત્રીસ હજાર વખત સૃષ્ટિની ઉત્પત્તિ અને પ્રલય થવા સુધી ઈશ્વરના નિત્ય આનંદને ભોગવવો તેમજ સંપૂર્ણ લોક-લોકાન્તરોમાં બેરોકટોક અવરજવર કરવી તથા જોવું, સાંભળવું વગેરે બધા વિષયોનું જ્ઞાન પ્રાપ્ત કરવું.

પ્રશ્ન ૧૦ : મોક્ષની અવધિ (સીમા) કેટલી છે ?

જવાબ : મોક્ષની અવધિ ૩૧૧૦૪૦ અબજ (એટલે કે ૩૧૧૦૪૦૦૦૦૦૦૦૦૦૦) વર્ષની હોય છે.

પ્રશ્ન ૧૧ : શું અકસ્માત, હત્યા વગેરે કારણોથી અચાનક મૃત્યુ થતાં જીવાત્મા ભૂત-પ્રેતના રૂપમાં ભટકે છે ?

જવાબ : ના જી. અચાનક મૃત્યુ બાદ જીવાત્મા ભૂત-પ્રેત વગેરેના રૂપમાં ભટકતા હોય છે અથવા બીજાઓને હેરાન કરે છે – આ માન્યતા ખોટી છે અને વેદ વિરુદ્ધ છે.

પ્રશ્ન ૧૨ : મૃત્યુ પછી મનુષ્યનો આત્મા મનુષ્ય શરીરમાં, પશુ-પક્ષી વગેરેનો આત્મા પશુ-પક્ષીઓના શરીરમાં જ જાય છે. શું આ માન્યતા ખરી છે ?

જવાબ : ના જી. આ માન્યતા હંમેશાં ખોટી છે અને વેદ વગેરે સત્ય શાસ્ત્રોની વિરુદ્ધ છે.

પ્રશ્ન ૧૩ : મૃત્યુ પછી કયો આત્મા મનુષ્ય શરીરને પ્રાપ્ત થાય છે અને કયો આત્મા પશુ-પક્ષી વગેરે નિમ્ન કોટિમાં જાય છે ?

જવાબ : જે મનુષ્યના પાપ-પુણ્ય સમાન (૫૦% = ૫૦%) હોય છે તે મનુષ્ય યોનિ (શૂદ્ર પરિવાર)માં જન્મ લે છે અને જેના પાપ અધિક તથા પુણ્ય ઓછા હોય છે તે પોતાના કર્માનુસાર પશુ-પક્ષી વગેરે નિમ્ન યોનિમાં જાય છે.

પ્રશ્ન ૧૪ : મૃત્યુ પછી જીવને પુનર્જન્મ પ્રાપ્ત કરવામાં કેટલો સમય લાગે છે ?

જવાબ : મૃત્યુ પછી જીવને તરત જ પુનર્જન્મ પ્રાપ્ત થઈ જાય છે. આને એમ કહી શકાય કે જેટલો સમય આપણને પલક ઝબકે તેટલો સમય જીવને શરીર બદલવામાં લાગે છે.

પ્રશ્ન ૧૫ : શું બધા જીવ તરત જ પુનર્જન્મ પ્રાપ્ત કરી લે છે કે પછી આમાં કોઈ અપવાદ પણ છે ?

જવાબ : હા જી. આમાં કેટલાક અપવાદ પણ હોય છે, કારણ કે જે જીવોના કર્મોના અનુરૂપ માતા-પિતા તૈયાર નહીં હોય એમને ઈશ્વર એમના કર્મોના અનુકૂળ માતા-પિતા તૈયાર થાય ત્યાં સુધી પોતાની વ્યવસ્થામાં રાખે છે.

પ્રશ્ન ૧૬ : આવા જીવોને બદ્ધજીવ કહેવાય કે મુક્ત જીવ કહેવામાં આવે કે અન્ય બીજા નામથી જાણતા હોઈએ તે કહેવાય ?

જવાબ : આવા જીવોને અનુશયી જીવો કહેવામાં આવે છે.

પ્રશ્ન ૧૭ : અનુશયી જીવ ક્યાં રહે છે ? શું એને સુખ-દુ:ખ થાય છે ?

જવાબ : અનુશયી જીવ ઈશ્વરની વ્યવસ્થાથી પૃથ્વી, જળ, અગ્નિ, વાયુ, આકાશ ગમે ત્યાં રહી શકે છે, પરંતુ તેને સુખ-દુ:ખ નથી થતું.

પ્રશ્ન ૧૮ : અનુશયી જીવ હોશમાં રહે છે કે મૂર્છિત (બેહોશ) અવસ્થામાં

રહે છે ?

જવાબ : અનુશયી જીવ બેહોશ એટલે કે મૂર્છિત અવસ્થામાં રહે છે.

પ્રશ્ન ૧૯ : કોઈ વ્યક્તિનું અવસાન થયું, એટલે કે શરીરમાંથી આત્મા નીકળી ગયો તો શું કોઈ મંત્ર, તંત્ર અથવા અન્ય કોઈ ઉપાયથી પુનઃજીવિત કરી શકાય છે ?

જવાબ : ના જી. મૃત્યુ પછી કોઈ પણ મંત્ર, તંત્ર અથવા કોઈ ચમત્કારિક ઉપાયથી વ્યક્તિને પુનઃ જીવિત કરી શકાય નહિ.

પ્રશ્ન ૨૦ : શું મૃત્યુને રોકી શકાય છે, એટલે કે મૃત્યુના સમયને પાછો ધકેલી વાળી શકાય છે ?

જવાબ : હા જી, મૃત્યુને પાછું ધકેલી શકાય છે, એટલે કે મૃત્યુના સમયને પાછો ધકેલી શકાય છે.

પ્રશ્ન ૨૧ : મૃત્યુને ટાળવાના શા-શા ઉપાય છે ?

જવાબ : બ્રહ્મચર્યનું પાલન, નિયમિત વ્યાયામ, સમુચિત આહાર-વિહાર, વ્યવસ્થિત દિનચર્યા તથા ઔષધીઓના સેવનથી મૃત્યુને ટાળી શકાય છે, મૃત્યુને પાછું ધકેલી શકાય છે.

પ્રશ્ન ૨૨ : મૃત્યુને પાછું ધકેલવાવાળા કેટલાક મહાપુરુષોના નામ આપો.

જવાબ : મૃત્યુને પાછું ધકેલવાવાળા કેટલાક મહાપુરુષોના નામ નીચે મુજબના છે.

૧. ભીષ્મ પિતામહ  ૨. મહર્ષિ દયાનંદ

પ્રશ્ન ૨૩ : શું મહામૃત્યુંજય મંત્રનો જાપ કરનારનું પણ મૃત્યુ થાય છે ?

જવાબ : હા જી. મહામૃત્યુંજય મંત્રનો જાપ કરનારનું પણ મૃત્યુ થાય છે.

પ્રશ્ન ૨૪ : તો શું મહામૃત્યુંજય મંત્રનો જાપ કરવો વ્યર્થ છે ?

જવાબ : ના જી. મહામૃત્યુંજય મંત્રનો જાપ કરવો વ્યર્થ નથી. આના તો અનેક લાભ થાય છે. પરંતુ મહામૃત્યુંજય મંત્ર જાપ

કરનારા પણ અમર નથી થઈ શકતા.

પ્રશ્ન ૨૫ : જન્મ લીધા પછી મૃત્યુથી (મરવાથી) બચવાનો કોઈ ઉપાય કે સાધન છે?

જવાબ : ના જી. જન્મ લીધા પછી મૃત્યુથી (મરવાથી) બચવાનો કોઈ જ ઉપાય કે સાધન નથી. જેણે શરીર ધારણ કર્યું તેને માટે મરવું ફરજિયાત છે.

પ્રશ્ન ૨૬ : આયુર્વેદમાં મૃત્યુના કેટલા કારણો બતાવવામાં આવેલ છે?

જવાબ : આયુર્વેદમાં મૃત્યુના કારણો એકસો એક બતાવવામાં આવેલા છે.

પ્રશ્ન ૨૭ : નજીકના ભવિષ્યમાં જ મૃત્યુ થવાનું છે, આના લક્ષણો શું-શું છે?

જવાબ : નજીકના ભવિષ્યમાં જ મૃત્યુ થવાનું છે, તેના લક્ષણો ત્રણ છે:

(૧) આધ્યાત્મિક (૨) આધિભૌતિક

(૩) આધિદૈવિક

પ્રશ્ન ૨૮ : નજીકના ભવિષ્યમાં મૃત્યુ દર્શાવનારા આધ્યાત્મિક લક્ષણો કયા કયા છે?

જવાબ : કાન (બંને) બંધ કરવાથી આપણા શરીરમાં સ્થિત અવાજને સાંભળી ન શકવું તેમજ આંખોને બંધ કરવાથી આંખોની અંદરનો પ્રકાશ દેખાતો નથી. મૃત્યુને દર્શાવતાં આ આધ્યાત્મિક લક્ષણો છે.

પ્રશ્ન ૨૯ : નજીકના ભવિષ્યમાં મૃત્યુને દર્શાવનારા આધિભૌતિક લક્ષણો કયા કયા છે?

જવાબ : મરણપથારીએ પડેલ વ્યક્તિ દ્વારા મરેલા પરિવારજનોને અથવા પરિચિતજનોને અકસ્માત જોવા. હકીકતમાં ત્યાં કોઈ વ્યક્તિ નથી હોતી એ જ પ્રમાણે મરણપથારીએ પડેલી

વ્યક્તિ દ્વારા એવું વિચારવું કે કેટલીક વ્યક્તિઓ મને મારવા આવી રહી છે, આ નજીકના ભવિષ્યમાં જ મૃત્યુને દર્શાવતાં આધિભૌતિક લક્ષણો છે.

પ્રશ્ન ૩૦ : મૃત્યુને દર્શાવતા આધિદૈવિક લક્ષણો કયા કયા છે ?

જવાબ : પોતે નિર્ધન, દુ:ખોમાં ઘેરાયેલો હોવા છતાં પણ પોતાની કલ્પનાથી પોતાને ધન-દોલત તથા સર્વ સુખોથી સંપન્ન જોવું અથવા ધનવાન, સાધન-સંપન્ન હોવા છતાં પણ તેનાથી વિરુદ્ધ પોતાને ગરીબ, નિકૃષ્ટ, અસહાય જોવું, આપણી કલ્પનાથી સિદ્ધ પુરુષોને જોવું વગેરે આધિદૈવિક લક્ષણો છે, જે નજીકના ભવિષ્યમાં મૃત્યુની સૂચના આપે છે.

પ્રશ્ન ૩૧ : આ લક્ષણોને દર્શનશાસ્ત્રની ભાષામાં શું કહીએ છીએ ?

જવાબ : આ લક્ષણોને દર્શનશાસ્ત્રની ભાષામાં અરિષ્ટ કહેવામાં આવે છે.

પ્રશ્ન ૩૨ : મૃત્યુ પછી જીવાત્મા પોતાની સાથે શું-શું લઈ જાય છે ?

જવાબ : મૃત્યુ પછી જીવાત્મા પોતાની સાથે પોતાનાથી થયેલા પાપ-પુણ્ય કર્મોને, એમના સંસ્કારોને તેમજ પોતાના સૂક્ષ્મ શરીરને સાથે લઈ જાય છે.

પ્રશ્ન ૩૩ : આ સૂક્ષ્મ શરીર શું છે ?

જવાબ : પાંચ જ્ઞાનેન્દ્રિયો, પાંચ કર્મેન્દ્રિયો, પાંચ તન્માત્રાઓ અને મન, બુદ્ધિ તથા અહંકાર સૂક્ષ્મ શરીર છે.

પ્રશ્ન ૩૪ : સૂક્ષ્મ શરીર સિવાય જીવાત્માના બીજા કેટલા શરીર હોય છે ? શું આ બધા મૃત્યુ બાદ જીવાત્માની સાથે જતાં નથી ?

જવાબ : સૂક્ષ્મ શરીર સિવાય જીવાત્માના બીજા બે શરીર હોય છે : (૧) સ્થૂળ શરીર - જે આંખોથી દેખાય છે તે દેહ. (૨) કારણ શરીર જે આંખોથી જોઈ શકાતું નથી તે મૂળપ્રકૃતિ (સત્વ, રજ અને તમ) આ બંનેમાંથી સ્થૂળ શરીર મૃત્યુ

બાદ જીવાત્માની સાથે જતું નથી.

પ્રશ્ન ૩૫ : મૃત્યુ પછી જીવાત્મા પોતાની સાથે શું-શું લઈ જતો નથી ?

જવાબ : મૃત્યુ પછી જીવાત્મા પોતાની સાથે સાંસારિક પદાર્થો દા.ત. ધન-સંપત્તિ, ભૂમિ, ભવન તેમજ સાંસારિક સંબંધીઓ - પુત્ર, પુત્રી, પતિ-પત્ની વગેરે કોઈને પણ લઈ જતો નથી.

પ્રશ્ન ૩૬ : મૃત્યુ વખતે જીવાત્માનો શરીરથી બહાર નીકળવાનો કોઈ નિશ્ચિત માર્ગ છે કે પછી શરીરના કોઈ પણ સ્થાનથી બહાર નીકળી શકે છે ?

જવાબ : મૃત્યુ વખતે જીવાત્માનો શરીરથી બહાર નીકળવાનો કોઈ પણ નિશ્ચિત માર્ગ નથી. તે શરીરના કોઈ પણ સ્થાનથી બહાર નીકળી શકે છે.

પ્રશ્ન ૩૭ : શું જીવાત્મા પોતે શરીરથી બહાર નીકળી શકે છે ?

જવાબ : ના જી. જીવાત્મા સ્વયં પોતાની મેળે શરીરની બહાર નીકળી શકતો નથી.

પ્રશ્ન ૩૮ : જીવાત્માને શરીરની બહાર કોણ કાઢે છે ?

જવાબ : જીવાત્માને શરીરની બહાર પરમાત્મા કાઢે છે.

પ્રશ્ન ૩૯ : ઈશ્વર જીવાત્માને શરીરની બહાર ક્યારે કાઢે છે ?

જવાબ : જ્યારે શરીર જીર્ણશીર્ણ થઈ જાય છે, તૂટી-ફૂટી જાય છે તેમજ પ્રાણ પણ સહયોગ નથી દેતો અને શરીર રહેવાલાયક હોતું નથી ત્યારે ઈશ્વર જીવને શરીરથી બહાર કાઢે છે ત્યારે કોઈકનું મૃત્યુ થાય છે.

પ્રશ્ન ૪૦ : મૃત્યુ બાદ શરીરને બાળવાથી, ભૂમિમાં દાટવાથી, પાણીમાં વહેતું મૂકવાથી અથવા વન-પહાડ પર ફેંકવા વગેરે ક્રિયાઓમાં સૌથી સારી ક્રિયા કઈ છે ?

જવાબ : મૃત્યુ બાદ શરીરને ઘી, હવનસામગ્રી, અગર, તગર, ચંદન વગેરે સુગંધિત પદાર્થોથી બાળવું બધી ક્રિયાઓમાંથી ઉત્તમ ક્રિયા છે.

પ્રશ્ન ૪૧ : શું શબને બાળવા સિવાય અન્ય કોઈપણ ક્રિયાઓ ઉચિત છે ?

જવાબ : ના જી. શબને બાળવા સિવાય અન્ય કોઈ પણ ક્રિયાઓ કરવી ઉચિત નથી.

પ્રશ્ન ૪૨ : અન્ય ક્રિયાઓ કેમ ઉચિત નથી ?

જવાબ : કારણ કે શબને ઘી વગેરેથી બાળવા સિવાય જેટલી પણ ક્રિયાઓ છે એનાથી ભૂમિ, જળ, વાયુ વગેરેથી પ્રદૂષિત થાય છે તથા શબને દફનાવવાથી ભૂમિનો ઘણો મોટો ભાગ બિનઉપયોગી બની જાય છે તેમજ શબને પાણીમાં વહેતું મૂકવાથી, ભૂમિમાં દફનાવવું, જંગલમાં ફેંકી દેવું વગેરેથી પાપ થાય છે.

પ્રશ્ન ૪૩ : શબને બાળવાની ક્રિયાને શું કહેવાય છે ?

જવાબ : શબને ઘૃતાદિથી બાળવાની ક્રિયાને અંત્યેષ્ટિ સંસ્કાર, દાહકર્મ, નરમેધયજ્ઞ અથવા અંતિમક્રિયા વગેરે કહેવાય છે.

પ્રશ્ન ૪૪ : અંત્યેષ્ટિ સંસ્કારમાં ઘીને બાળવાથી શું ઘીનો બગાડ નથી થતો ?

જવાબ : ના જી. અગ્નિમાં નાખેલ ઘીની આહુતિ વાયુમંડળને શુદ્ધ કરે છે, પર્યાવરણ પ્રદૂષણને અટકાવે છે તેમજ શબદાહથી નીકળનાર અનેક હાનિકારક જીવાણુઓ, કીટાણુઓનો નાશ કરે છે.

પ્રશ્ન ૪૫ : અંત્યેષ્ટિ સંસ્કારમાં કુલ કેટલા મંત્રોથી આહુતિઓ આપવામાં આવે છે ?

જવાબ : અંત્યેષ્ટિ સંસ્કારમાં કુલ ૧૨૧ મંત્રોથી આહુતિઓ આપવામાં આવે છે.

પ્રશ્ન ૪૬ : શબદાહ કર્યા બાદ સ્નાન કરવું જોઈએ કે નહિ ?

જવાબ : શબદાહ કર્યા બાદ સ્નાન કરવું જોઈએ.

પ્રશ્ન ૪૭ : શું કોઈ એવી વ્યક્તિ આજે સંસારમાં છે જે શરીર ધારણ કર્યા બાદ આજ સુધી જીવિત છે તથા તે કદી મરશે નહિ ? જેમ કે વિભીષણ, માર્કન્ડેય મુનિ, વીર હનુમાન વગેરેની માહિતીમાં જાણવા મળે છે.

જવાબ : ના જી. આજ સુધી આ સંસારમાં કોઈ એવી વ્યક્તિ જીવિત નથી જે કદી મરશે નહિ અને શરીરસહિત હંમેશા જીવિત રહેશે, કારણ કે જેણે શરીર ધારણ કર્યું છે તેનું શરીર નષ્ટ થવાનું ફરજિયાત છે.

પ્રશ્ન ૪૮ : અનેક લોકોની માન્યતા છે કે સંન્યાસીનો અંતિમ સંસ્કાર કરવો ન જોઈએ. શું આ માન્યતા સાચી છે ?

જવાબ : ના જી. સંન્યાસીનો અંતિમ સંસ્કાર કરવો ન જોઈએ આ માન્યતા સાચી નથી.

પ્રશ્ન ૪૯ : મૃત્યુ બાદ અસ્થિવિસર્જન હેતુ ગંગા, ગયા વગેરે સ્થાનોમાં જવું અને નદીમાં અસ્થિ વહેતાં મૂકવાનું શું ઉચિત તેમજ વેદ વગેરે શાસ્ત્રોના અનુકૂળ છે ?

જવાબ : ના જી. શબદાહ પછી મૃતક વ્યક્તિના અસ્થિઓને લઈ ગંગા-ગયા વગેરે સ્થાનોમાં જઈને અસ્થિવિસર્જન કરવું અનુચિત તથા વેદ વગેરે શાસ્ત્રોની વિરુદ્ધ છે.

પ્રશ્ન ૫૦ : શું મૃતક વ્યક્તિ માટે શ્રાદ્ધ, તર્પણ, પિંડદાન વગેરે કરવું અને બ્રાહ્મણોને ગાય વગેરેનું દાન કરવું ઉચિત તેમજ વેદ વગેરે ધર્મગ્રંથોની અનુકૂળ છે ?

જવાબ : ના જી. મૃતક વ્યક્તિ માટે શ્રદ્ધા, તર્પણ, પિંડદાન વગેરે કરવું તથા બ્રાહ્મણોને ગાય વગેરેનું દાન કરવું અનુચિત વેદ વગેરે ધર્મગ્રંથોની વિરુદ્ધ છે.

પ્રશ્ન ૫૧ : ખરેખર તો શ્રાદ્ધ અને તર્પણનો શો અર્થ છે ?

જવાબ : જીવંત માતા-પિતા, ગુરુજન વગેરેની સેવા કરવી તેને શ્રાદ્ધ કહેવામાં આવે છે તેમજ તેમને સારી રીતે ખાવાપીવાનું

આપીને તૃપ્ત કરવું જ તર્પણ કહેવાય છે.

પ્રશ્ન ૫૨ : શું બ્રાહ્મણોને ભોજન કરાવવાથી મૃત વ્યક્તિનું તર્પણ થાય છે ?

જવાબ : ના જી. બ્રાહ્મણોને ભોજન કરાવવાથી મૃત વ્યક્તિનું તર્પણ થતું નથી.

પ્રશ્ન ૫૩ : શું કોઈ વ્યક્તિના મર્યા બાદ એના આત્માથી વાતચીત અથવા કોઈ સંપર્ક મનુષ્યો દ્વારા કરી શકાય છે ?

જવાબ : ના જી. કોઈ વ્યક્તિના મર્યા બાદ એના આત્માથી વાતચીત અથવા કોઈ સંપર્ક મનુષ્યો દ્વારા કરી શકાતો નથી.

પ્રશ્ન ૫૪ : મૃત વ્યક્તિને જોવી અથવા એની ઠાઠડીને જોવી શું શુભ છે ?

જવાબ : મૃત વ્યક્તિને જોવાથી અથવા એની ઠાઠડીને જોવાથી વૈરાગ્યના સંસ્કાર જાગે છે. આ દૃષ્ટિકોણથી તે શુભ કહી શકાય છે.

પ્રશ્ન ૫૫ : શું પશુ-પક્ષી પણ મર્યા બાદ મનુષ્યજન્મ લઈ શકે છે ? જો હા તો કઈ રીતે ?

જવાબ : હા જી. પશુ-પક્ષી પણ જ્યારે એમના પાપકર્મોના ફળો ભોગવી લે છે ત્યારે પુનઃ એમના પાપ-પુણ્યની માત્રા સમાન કરીને ઈશ્વર એમને મનુષ્યયોનિમાં (શૂદ્ર પરિવારમાં) મોકલે છે. આ રીતે પશુ-પક્ષી મનુષ્યજન્મ લઈ શકે છે.

પ્રશ્ન ૫૬ : શું દેવ, ગંધર્વ, યક્ષ, કિન્નર વગેરેનો કોઈ એવો જન્મ થાય છે, જ્યાં કોઈ દુઃખ જ ન હોય ?

જવાબ : ના જી. એવો કોઈ જન્મ થતો નથી કે જેમાં દુઃખ જ ન હોય.

પ્રશ્ન ૫૭ : મૃત્યુ સમયે વ્યક્તિ અનેક દુઃખો, ચિંતાઓ અથવા હતાશા-નિરાશા વગેરેથી ગ્રસિત જોવા મળે છે. એમને દૂર કરવાના શા-શા ઉપાય થઈ શકે છે ?

જવાબ : મૃત્યુ વખતે થનારા ઉપરોક્ત દુઃખ વગેરેને દૂર કરવા માટે નીચે મુજબના ઉપાયો થઈ શકે છે :

(૧) શક્ય હોય ત્યાં સુધી પાપકર્મોથી બચવું જોઈએ અને જીવનમાં પુણ્યનું સર્વાધિક ઉપાર્જન કરવું જોઈએ.

(૨) સ્વ-સ્વામી-સંબંધ (હું અને મારાપણું)ને દૂર કરવું જોઈએ.

(૩) ધન-સંપત્તિ, પુત્ર-પત્ની, પોતે વગેરે પરિવારજનોથી આસક્તિ, રાગ અથવા મોહ-મમતાને દૂર કરવા જોઈએ.

(૪) બધાનું શરીર નાશવંત છે, જેને નષ્ટ થતાં બચાવ કરવો અશક્ય છે, આજે નહિ તો કાલે સર્વને જવું છે, આને યાદ રાખવું જોઈએ.

(૫) આત્માની નિત્યતાને યાદ રાખવી જોઈએ એટલે કે આ શરીર, સંપત્તિ વગેરેના છૂટી ગયા બાદ નવું શરીર મળી જાય છે તેમજ પુણ્ય કર્માનુસાર સારા માતા-પિતા પણ મળી જાય છે.

(૬) જીવનમાં ઈશ્વરની ઉપાસના-જાપ-ભજન-ધ્યાનમાં તેમજ પરોપકાર વગેરે કાર્યોમાં પૂર્ણકાળ લાગી જવું જોઈએ.

(૭) મૃત્યુ તદ્દન નજીક આવેલ હોય એટલે કે મૃત્યુકાળમાં લગાતાર ઓમ્ નામનો જાપ કરતાં રહેવું જોઈએ.

પ્રશ્ન ૫૮ : શું જન્મ-મરણના ચક્કરને રોકવાનો કોઈ ઉપાય છે ખરો ?

જવાબ : જન્મ-મરણના ચક્કરને રોકવા માટેનો એકમાત્ર ઉપાય મોક્ષમાં જવું (ઈશ્વરને પ્રાપ્ત કરવું) તે છે.

પ્રશ્ન ૫૯ : શું મોક્ષમાં જઈને જીવાત્મા મોક્ષની અવધિ પૂરી કરીને પુનઃ સંસારમાં પાછો આવી જાય છે ?

જવાબ : હા, મોક્ષમાં જઈ જીવાત્મા મોક્ષની અવધિ પૂરી કરીને પુનઃ સંસારમાં પાછો ફરે છે - આવે છે.

પ્રશ્ન ૬૦ : મોક્ષમાંથી પાછા આવ્યા બાદ જીવાત્મા કેવા પરિવારમાં

આવે છે ? (જન્મ લે છે ?)

જવાબ : મોક્ષમાંથી પાછા આવ્યા બાદ જીવાત્મા શૂદ્ર પરિવારમાં જન્મ લે છે.

પ્રશ્ન ૬૧ : શું મોક્ષમાં મુક્ત આત્માઓ પરસ્પર મળે છે અને વાતચીત કરે છે ?

જવાબ : હા જી. મોક્ષમાં મુક્ત આત્માઓ પરસ્પર મળે છે અને વાતચીત પણ કરી શકે છે.

પ્રશ્ન ૬૨ : કયા કયા કારણોથી ટૂંકી આયુમાં જ મૃત્યુ થાય છે ?

જવાબ : વ્યભિચાર કરવાથી, ધૂમ્રપાન કરવાથી, શરાબપાન કરવાથી, બ્રહ્મચર્યનો નાશ કરવાથી, ખાવાપીવામાં અસંયમ રાખવાથી, અવ્યવસ્થિત દિનચર્યા કરવાથી, રાત્રિના મોડે સુધી જાગવાથી એટલે કે ઘણું મોડેથી ઊંઘવાથી અને સવારે ઘણું મોડેથી ઊઠવાથી, બેકાળજીથી વાહન ચલાવવાથી, સડક પર પગપાળા ચાલવામાં સાવધાની ન રાખવાથી, આકસ્મિક જીવલેણ રોગ થઈ જવાથી, સાપ વગેરેના ડંસ લાગવાથી અથવા અન્ય કોઈ દુર્ઘટનાથી પણ અલ્પઆયુમાં મૃત્યુ થઈ જાય છે.

પ્રશ્ન ૬૩ : કયા ઉપાયોથી અલ્પઆયુમાં મૃત્યુથી બચી શકાય છે ?

જવાબ : બ્રહ્મચર્યનું પાલન કરવાથી, ધૂમ્રપાન-શરાબપાન વગેરે દુર્વ્યસનોથી દૂર રહેવાથી, વ્યવસ્થિત-નિયમિત દિનચર્યા-ઋતુચર્યાનું પાલન કરવાથી, રાત્રે જલદી સૂઈ જવું અને સવારે જલદી (બ્રહ્મમુહૂર્તમાં) ઊઠવાથી, સાવધાનીપૂર્વક યાત્રા કરવાથી, દુર્ઘટનાઓથી બચવાથી, સ્વપ્રાણરક્ષા ખાતર જરૂરી સાધનો સાથે રાખવાથી તેમજ અન્ય પ્રાણ રક્ષાના ઉપાયોને જાણીને એમનો પ્રયોગ કરીને અલ્પાયુમાં થતા મૃત્યુથી બચી શકાય છે.

પ્રશ્ન ૬૪ : મૃત્યુના ભયથી બચવા માટે જીવનમાં શું કરવું જોઈએ ?

જવાબ : મૃત્યુના ભયથી બચવા માટે -
(૧) જીવનમાં ધર્મ, ધૈર્યને ધારણ કરી ઈશ્વરની નિયમિત ઉપાસના-ધ્યાન કરવું જોઈએ.
(૨) જીવનમાં દયા, દાન વગેરે ગુણોને આચરણમાં રાખી દેવોના દેવ પરમાત્મા દેવનું વધુમાં વધુ સ્મરણ કરવું જોઈએ.
(૩) જીવનને જપ, તપ, વ્રતથી તપાવીને નિર્ભય બનાવવું જોઈએ.
(૪) જીવનમાં રુગ્ણાવસ્થા, વૃદ્ધાવસ્થા, મૃત્યુ અવસ્થા આવતી જ હોય છે આને જાણીને પૂર્વથી જ આની માનસિક તૈયારી રાખવી જોઈએ;
(૫) આ પ્રથમ અને અંતિમ જન્મ નથી, મર્યા પછી પુનર્જન્મ પણ થાય છે તેમજ સારા કર્મો કરીશું તો ફરીથી માનવયોનિમાં જન્મ મળી શકે છે. આ રીતે વિચારીને અને ઉપરોક્ત મુદ્દાઓને જીવનમાં ઉતારીને મૃત્યુના ભયથી બચવું જોઈએ.

પ્રશ્ન ૬૫ : મૃત્યુ બાદ શરીરમાંથી જીવ નીકળીને ક્યાંથી પસાર થઈને અન્ય શરીરમાં (પુનર્જન્મ) જાય છે ?

જવાબ : મૃત્યુ બાદ શરીરમાંથી જીવ નીકળીને યમઆલય થઈને અન્ય શરીરમાં (પુનર્જન્મમાં) જાય છે.

પ્રશ્ન ૬૬ : શું મર્યા પછી જીવને લેવા માટે કોઈ યમદૂત આવે છે અને એમનો કોઈ યમલોક હોય છે ?

જવાબ : ના જી. મર્યા પછી જીવને લેવા માટે કોઈ યમદૂત આવતો નથી તેમજ તેમનો કોઈ યમલોક પણ હોતો નથી.

પ્રશ્ન ૬૭ : તો પછી આ યમલોક કોને કહેવામાં આવે છે ?

જવાબ : વાયુ આલયને યમઆલય કહેવામાં આવે છે.

પ્રશ્ન ૬૮ : વાયુ આલય કોને કહેવામાં આવે છે ?

જવાબ : અંતરિક્ષને. અર્થાત્ જે આકાશ-અવકાશ-પોલ છે તેને જ વાયુ આલય કહેવામાં આવે છે.

પ્રશ્ન ૬૯ : તો પછી ગરુડપુરાણમાં યમલોક વગેરેની કથા આવે છે, તેને સંસાર કેમ માને છે ?

જવાબ : વેદ ન ભણવાથી અને વેદોનો ઉપદેશ ન સાંભળવાથી સંસાર મિથ્યા યમલોકને માને છે.

પ્રશ્ન ૭૦ : યમ કોને કહેવામાં આવે છે ?

જવાબ : પરમેશ્વરને, અગ્નિને, વાયુને, વીજળીને અને સૂર્યને યમ કહેવામાં આવે છે તેમજ પ્રકરણ અનુસાર ઋતુઓને પણ યમ કહેવામાં આવે છે.

પ્રશ્ન ૭૧ : જ્યારે કોઈનું અવસાન થાય છે તો અનેક લોકો દ્વારા મૃતકને સ્નાન કરાવવામાં આવે છે. શું એવું કોઈ વિધાન જોવા મળે છે ?

જવાબ : હા જી. મૃત્યુ બાદ મૃતક જો પુરુષ હોય તો તેને પુરુષ સ્નાન કરાવે અને જો મૃતક સ્ત્રી હોય તો તેને સ્ત્રીઓ સ્નાન કરાવે. આવું વિધાન શાસ્ત્રમાં મળે છે.

પ્રશ્ન ૭૨ : સ્મશાનભૂમિ ક્યાં હોવી જોઈએ ?

જવાબ : સ્મશાનભૂમિ વસ્તીથી દક્ષિણ દિશા તેમજ અગ્નિકોણ અથવા નૈઋર્ત્ય ખૂણે હોવી જોઈએ.

પ્રશ્ન ૭૩ : વેદીમાં મૃતકના પગ કઈ દિશાએ તેમજ માથું કઈ દિશાએ હોવું જોઈએ ?

જવાબ : વેદીમાં મૃતકના પગ દક્ષિણ, નૈઋર્ત્ય અથવા અગ્નિકોણમાં અને માથું ઉત્તર, ઈશાન અથવા વાયવ્યકોણમાં હોવું જોઈએ.

પ્રશ્ન ૭૪ : વેદીની લંબાઈ-પહોળાઈ કેટલી હોવી જોઈએ ?

જવાબ : વેદી સાડા ત્રણ હાથ અથવા ત્રણ હાથથી ઉપર પહોળી અને છાતીની ઊંચાઈ સુધી ઊંડી હોવી જોઈએ.
(વેદી - પુરુષ ઊભો રહી માથા તરફ હાથ ઊંચા કરે તેટલી લાંબી, સાડા ત્રણ હાથ પરિમાણ ઉપરથી પહોળી અને તેટલી ઊંડી, નીચે તળિયામાં એક વેંત જેટલી વેદી બનાવવી

– જુઓ યજુર્વેદ અધ્યાય-૩૯નો મંત્ર ૧લો)

પ્રશ્ન ૭૫ : વેદી અથવા મૃતકની વેદીનું નિર્માણ કઈ રીતે કરવું જોઈએ ?

જવાબ : વેદી અથવા મૃતકની વેદીનું નિર્માણ એવી રીતે હોવું જોઈએ કે મૃતકના પગની બાજુ વેદીના તળિયે નીચું અને માથાની બાજુ થોડું ઊંચું રહે.

પ્રશ્ન ૭૬ : વેદીમાં મૃતકના શરીરમાં અગ્નિ કેવી રીતે અને કઈ તરફથી લગાડવો જોઈએ ?

જવાબ : ઘૃતનો દીવો કરીને કપૂર વગેરે દ્વારા મૃતકના માથેથી શરૂઆત કરીને પગ પર્યંત વચ્ચે-વચ્ચે અગ્નિ પ્રવિષ્ટ કરાવવો જોઈએ.

પ્રશ્ન ૭૭ : જ્યારે અગ્નિદાહ થઈ જાય ત્યારે લોકોએ શું કરવું જોઈએ ?

જવાબ : જ્યારે અગ્નિદાહ થઈ જાય ત્યારે લોકોએ સ્નાન કરી, વસ્ત્ર શુદ્ધિ કરી જે ઘરમાં મૃત્યુ થયેલ હોય તે ઘરની પણ સાફ-સફાઈ, પ્રચ્છાલન વગેરેથી શુદ્ધિ કરીને પુનઃ ત્યાં ઈશ્વર-સ્તુતિ-પ્રાર્થના-ઉપાસના કરીને ઘી, હવન સામગ્રી વગેરેથી અગ્નિહોત્ર (હવન) કરવો જોઈએ.

પ્રશ્ન ૭૮ : મૃતકના ઘરમાં યજ્ઞ (અગ્નિહોત્ર હવન) કેમ કરવો જોઈએ ?

જવાબ : મૃતકના ઘરમાં એટલા માટે હવન કરવો જોઈએ કે જેથી મૃતકનો વાયુ, તેના (શબમાંથી) શરીરથી નીકળનાર કીટાણુ અને ઘરનો અશુદ્ધ વાયુ બહાર નીકળી જાય અને શુદ્ધ વાયુ ઘરમાં પ્રવેશ કરી શકે અને પરિવારજનોના મન શાંત-પ્રસન્ન થઈ શકે.

પ્રશ્ન ૭૯ : મૃત્યુના ત્રીજા દિવસે શું કરવું જોઈએ ?

જવાબ : મૃત્યુના ત્રીજા દિવસે મૃતકના કોઈ સંબંધી સ્મશાનમાં જઈ વેદીથી અસ્થિ લઈ સ્મશાનભૂમિમાં ક્યાંક અલગ સુરક્ષિત રાખી દેવા જોઈએ અને એની ભસ્મને ખેતરોમાં વિખેરી દેવી જોઈએ.

પ્રશ્ન ૮૦ : શું અસ્થિચયન પછી મૃતક માટે હજુ કોઈ ક્રિયા-કર્મ કરવાનું બાકી રહે છે?

જવાબ : ના જી. અસ્થિચયન પછી મૃતક માટે હજુ કોઈ ક્રિયા-કર્મ કરવાનું બાકી રહેતું નથી.

પ્રશ્ન ૮૧ : શું મૃત્યુ બાદ મૃતકના પરિવારજનોને દાન-પુણ્ય કરવાની જરૂર હોય છે ખરી?

જવાબ : હા જી. જો પરિવાર સંપન્ન હોય તો વેદ-વિદ્યા અને વેદોક્ત કર્મના પ્રચાર માટે ગુરુકુળ વગેરેમાં અથવા ગૌશાળા, અનાથાલય વગેરે ધાર્મિક સંસ્થાનોમાં યથાયોગ્ય (શક્તિ પ્રમાણે) દાન-સહયોગ કરવો જોઈએ.

પ્રશ્ન ૮૨ : મૃત્યુ બાદ શબને બાળવાનું વિધાન કયા વેદમાં છે?

જવાબ : મૃત્યુ બાદ શબદાહનું વિધાન યજુર્વેદના ૩૭, ૪૦મા અધ્યાયની સાથે જ ઋગ્વેદમાં પણ છે. દા.ત. भस्मान्त...शरीरम् - યજુર્વેદ અધ્યાય-૪૦, મંત્ર ૧૫મો.

પ્રશ્ન ૮૩ : શું વેદોક્ત મંત્રોથી ઘૃતાહુતિ સાથે મૃતકને બાળવાવાળાઓને પુણ્ય મળે છે?

જવાબ : હા જી. વેદોક્ત મંત્રોથી ઘૃતાહુતિ સાથે મૃતકને બાળવાવાળાઓ (ડાઘુ)ને એટલું જ પુણ્ય મળે છે જેટલું કે યજ્ઞ (હવન) કરતી વખતે મળે છે.

પ્રશ્ન ૮૪ : શબદાહ કરતાં શરીરના પંચમહાભૂત ક્યાં જાય છે?

જવાબ : શબદાહ કરતાં શરીર પાંચ મહાભૂતોમાં-પૃથિવી તત્ત્વ પૃથિવીમાં, અગ્નિ તત્ત્વ અગ્નિમાં, જળ તત્ત્વ જળમાં, વાયુ તત્ત્વ વાયુમાં અને આકાશ તત્ત્વ આકાશમાં વિલીન થાય છે.

પ્રશ્ન ૮૫ : ઘણાખરા લોકો મૃત્યુબાદ મૃતકના મુખ વગેરે અંગોમાં સોનું અથવા છૂટા પૈસા (સિક્કા) મૂકી દે છે અને શબદાહ હેતુ લઈ જતા હોય છે. શું આ યોગ્ય છે?

જવાબ : ના જી. મૃત્યુ બાદ મૃતકના મુખમાં કે અન્ય અંગોમાં સોનું અથવા છૂટાં પૈસા (સિક્કા) રાખવા અયોગ્ય છે. આનાથી રાષ્ટ્રીય સંપત્તિનો બગાડ જ થાય છે.

પ્રશ્ન ૮૬ : અનેક સ્થળે જ્યારે મૃતકની સ્મશાનયાત્રા નીકળતી હોય છે તો તે યાત્રાની આગળ-આગળ લાજા અને છૂટા પૈસા (સિક્કા) ફેંકતા હોય છે. આવું કરવું કયા શાસ્ત્રમાં વિધાન કરેલ છે ?

જવાબ : ના જી. મૃતકની સ્મશાનયાત્રામાં આગળ-આગળ લાજા અને/અથવા છૂટા પૈસા (સિક્કા) ફેંકવાનું વિધાન કોઈ પણ શાસ્ત્રમાં નથી.

પ્રશ્ન ૮૭ : જ્યારે મૃતકની સ્મશાનયાત્રા નીકળે છે ત્યારે સ્મશાનયાત્રમાં સામેલ લોકો અનેક પ્રકારના સૂત્રો કે શબ્દોનો અવાજ કરતા હોય છે. દા.ત. "राम नाम सत्य है" વગેરે...શું આનું શાસ્ત્રમાં ક્યાંક વિધાન છે કે આ આવશ્યક છે ?

જવાબ : ના જી. સ્મશાનયાત્રામાં કોઈ પણ પ્રકારના સૂત્રો કે શબ્દોનો અવાજ કરવો કોઈ પણ શાસ્ત્રમાં વિધાન નથી તેમજ આ આવશ્યક-જરૂરી પણ નથી.

પ્રશ્ન ૮૮ : સ્મશાનયાત્રા સમય દરમિયાન કોઈ પણ મંત્ર અથવા કોઈક પ્રેરક સૂત્ર કે શબ્દાવલી ઊંચેથી બોલવી કે બોલાવવી જોઈએ ?

જવાબ : હા જી. સ્મશાનયાત્રા દરમિયાન અથવા સ્મશાનયાત્રા નીકળતી વખતે ગાયત્રી મંત્રનું ગાન કરી શકાય છે અથવા – यह .... આ પ્રકારે પ્રેરક શબ્દાવલી કે સૂત્રો બોલી શકાય છે.

પ્રશ્ન ૮૯ : સ્મશાનઘાટ પર મૃતકને પહોંચાડીને શબદાહની તૈયારી કરતી વખતે અનેક સ્થળોએ કેટલાક લોકો કીડી, ચકલા, માછલી વગેરે માટે લોટ, ચોખા અથવા એમનાથી બનાવેલા

કેટલાક પદાર્થો વિખેરતા-પાથરતા હોય છે. શું આવું કરવું જરૂરી છે ?

જવાબ : ના જી. સ્મશાનઘાટ પહોંચ્યા બાદ ત્યાં કીડી, ચકલા વગેરે માટે ખાદ્યસામગ્રી વિખેરવી કે પાથરવી આવશ્યક નથી. આ તો મૃતક પરિવારના લોકોની દાન, દયાની ભાવનાને દર્શાવે છે કે જે વ્યક્તિની હયાતીમાં કરવું જોઈએ.

પ્રશ્ન ૯૦ : અનેક પ્રાંતોમાં મૃતકના પરિવારને મૃત્યુના ૫-૭ દિવસો સુધીનું સૂતક (આભડછેટ) લાગે છે શું આ બાબત કોઈ વૈદિકગ્રંથમાં જોવા મળે છે ?

જવાબ : ના જી. મૃતકના પરિવારને મૃત્યુના ૫-૭ દિવસો સુધીનું કોઈ જ સૂતક (આભડછેટ) લાગતું નથી તેમજ આ બાબત કોઈ પણ વૈદિક ગ્રંથોમાં જોવા મળતી નથી.

પ્રશ્ન ૯૧ : મૃત્યુ બાદ દસમું, અગિયારમું કે બારમું વગેરે કરવા શું વેદની અનુકૂળ છે ?

જવાબ : ના જી. મૃત્યુ બાદ દસમું, અગિયારમું કે બારમું વગેરે ક્રિયાકર્મો કરવાનું વેદોમાં ક્યાંય દર્શાવેલ નથી. આ બધી મિથ્યા ક્રિયાઓ છે, કારણ કે મૃત્યુ બાદ મૃતકજીવનો સંબંધ પૂર્વ પરિવારજનોના સંબંધીઓથી છૂટી જાય છે અને એમના દ્વારા કરવામાં આવતી સંપૂર્ણ ક્રિયાઓ મૃતક માટે વ્યર્થ સિદ્ધ થાય છે.

પ્રશ્ન ૯૨ : મૃત્યુના બારમા દિવસ સુધી જીવ એના ઘરની આજુબાજુ ફરતો રહે છે. શું આ માન્યતા સાચી નથી ?

જવાબ : મૃત્યુ બાદ બારમા દિવસ સુધી જીવ એના ઘરની આજુબાજુ ફરતો રહે છે તે માન્યતા હંમેશા ખોટી છે અને વેદ વગેરે શાસ્ત્રની વિરુદ્ધ છે.

પ્રશ્ન ૯૩ : શું કોઈ અકાળે પણ મૃત્યુ થાય છે ?

જવાબ : હા જી. અકાળે પણ મૃત્યુ થાય છે.

પ્રશ્ન ૯૪ : અકાળ મૃત્યુ શું હોય છે ?

જવાબ : કોઈક સડક દુર્ઘટનાથી, આતંકવાદીઓ અથવા કોઈક ક્રૂર-ક્રોધી વ્યક્તિઓ દ્વારા હત્યા કરી નાખવામાં આવતા, સર્પ વગેરે વિષધર પ્રાણીઓના કરડવાથી, અકસ્માત સંક્રામક (ચેપી) રોગથી, આગ લાગવાથી, જળમાં ડૂબી જવાથી વગેરે અનેક કારણોથી બાળપણમાં અથવા યુવાવસ્થામાં જ જે મૃત્યુ થાય છે તેને અકાળ મૃત્યુ કહે છે.

પ્રશ્ન ૯૫ : કાળ મૃત્યુ શું હોય છે ?

જવાબ : વૃદ્ધાવસ્થામાં જ્યારે શરીર જીર્ણશીર્ણ થઈ જાય છે તેમજ પછી પોતાના દૈનિક કાર્યો કરવામાં પોતે અસમર્થ થઈ જાય છે અને આપણા પૂર્વકર્મોના ફળ પણ તે ભોગી લે છે ત્યારે પરમાત્માની વ્યવસ્થા પ્રમાણે જે મૃત્યુ થાય છે તે કાળ મૃત્યુ કહેવાય છે.

પ્રશ્ન ૯૬ : શું મૃત્યુ સમયે ઈશ્વરનું નામસ્મરણ કરવાથી મોક્ષ મળે છે ?

જવાબ : ના જી. મૃત્યુ સમયે ઈશ્વરનું નામસ્મરણ કરવા માત્રથી જ મોક્ષ મળી જતો નથી.

પ્રશ્ન ૯૭ : પુનર્જન્મ થાય છે, શું આમાં કોઈ શાસ્ત્રીય પ્રમાણ છે ?

જવાબ : હા જી. પુનર્જન્મ થાય છે, આમાં શાસ્ત્રીય પ્રમાણો ઘણા મળે છે.

પ્રશ્ન ૯૮ : પુનર્જન્મની સિદ્ધિમાં કેટલાક પ્રમાણો આપો.

જવાબ : પુનર્જન્મની સિદ્ધિમાં વેદ, દર્શનશાસ્ત્રો, નિરુક્ત વગેરે ગ્રંથોમાં પૂરતાં પ્રમાણ મળે છે, જેમાંથી કેટલાક પ્રમાણ નીચે આપવામાં આવેલ છે :

(૧) "आ नंऽएतु मनः पुनः कृत्वे दक्षोय जीवसें...

(યજુર્વેદ અધ્યાય-૩, મંત્ર-૫૪મો)

એટલે કે જે સ્મરણ કરવાનું સાધન મન છે તે અમને વારંવાર જન્મે-જન્મે પ્રાપ્ત થાય.

(२) "मृतश्चाहं पुनर्जातो जातरश्चाहं पुनर्मृतः ।
नानायोनिसहस्त्राणि मयोषितानि तानि वै ॥
(નિરુક્તમાં)

ભાવાર્થ : મેં વારંવાર અનેક યોનિઓમાં જન્મ લીધા અને જન્મ લઈ પુનઃ મૃત્યુને પ્રાપ્ત થયો, આ પ્રકારે હજારો પશુ-પક્ષીઓની યોનિઓમાં હું ભટકતો રહ્યો છું. એ જ રીતે યોગદર્શનના स्वरसवाही विदुषोऽपि तथा रुढो अभिनिवेशः અને ન્યાયદર્શનના "पूर्वकृत फलानुबन्धात्तदुत्पत्तिः" અને સાંખ્યદર્શનના "इतर लाभेऽव्यावृति पंचाग्नियोगतो जन्म श्रुतेः"થી પુનર્જન્મની સિદ્ધિ થાય છે.

પ્રશ્ન ૯૯ : ઘણા લોકો મૃત્યુ બાદ શબને (મડદાને) ભૂમિમાં દાટે છે, બાળતા નથી તેમજ એવું માનતા હોય છે કે કયામતના દિવસે આ મૃતકો જાગશે. શું આ મત સાચો છે ?

જવાબ : ના જી. શબને (મડદાને) ભૂમિમાં દાટી દેવાથી કાળાન્તરે તે સડી, ઓગળી જાય છે. તેથી પુનઃ એનું કયામતના દિવસે જાગવું અસત્ય, અવૈજ્ઞાનિક તેમજ તર્કહીન છે.

પ્રશ્ન ૧૦૦: શું કદી ઈશ્વરનું પણ મૃત્યુ થયેલ છે અથવા થઈ શકે છે તેમજ તેનો પુનર્જન્મ થાય છે અથવા થઈ શકે છે ?

જવાબ : ના જી. ઈશ્વરનું કદીય મૃત્યુ કે અવસાન થતું નથી તેમજ કદી થશે નહિ અને એનો ક્યારેય પુનર્જન્મ થતો નથી કે પછી કોઈ વખત થવાનો નથી.

પ્રશ્ન ૧૦૧: ભગવાન રામ, કૃષ્ણનું મૃત્યુ કઈ રીતે થયું હતું ? તેમને તો લોકો ઈશ્વર માને છે ?

જવાબ : રામ અને કૃષ્ણ ઈશ્વર ન હતાં, કારણ કે તેમના જન્મ થયા હતા. તેઓ શરીરધારી મહાપુરુષો હતાં, તેથી એમનું મૃત્યુ (અવસાન) થયું હતું. ઈશ્વરનો કદી જન્મ જ થતો નથી. તેથી તેનું મૃત્યુ (અવસાન) થવું અસંભવ, અસત્ય અને અસિદ્ધ છે.

# મૃત્યુ વિશેની સાચી સમજ

## વાંચો, વિચારો અને ચિંતન કરો

જન્મ અને મૃત્યુની વ્યવસ્થા ઈશ્વરને આધીન છે. જેનો જન્મ છે તેનું મૃત્યુ નક્કી છે. મૃત્યુ બાદ ઈશ્વર સમસ્ત જીવોને તેના કાર્ય પ્રમાણે જાતિ, આયુષ્ય અને ભોગ આપે છે. મૃત્યુ બાદ જીવાત્મા ઈશ્વરની વ્યવસ્થા પ્રમાણે પુનર્જન્મ માટે જતો રહે છે. તેની ભૂત-પ્રેત થઈને ભમવાની વાતો ભ્રામક અને ખોટી છે. મૃત્યુ પછી જીવાત્માને જીવજંતુ, પશુ-પક્ષી કે મનુષ્યનો અવતાર મળી જ જાય છે. પાછલા જન્મનું તેને કંઈ યાદ રહેતું નથી. પછી તેને સગાસંબંધી, પુત્ર, પુત્રી, પતિ, પત્ની, માતા, પિતા વગેરે કોઈની સાથે સંબંધ કે ઓળખાણ રહેતા નથી. તેથી તેના માટે શ્રાદ્ધ, તર્પણ, શૈયાદાન, સરવણી, પાણી ઢોળ, ગયા-શ્રદ્ધા, વરસી વગેરે ક્રિયાઓનો કંઈ અર્થ નથી. આ બધી ક્રિયાઓ અવૈદિક છે. ખોટી અંધશ્રદ્ધા છે. કુરિવાજ છે.

ઈશ્વરની ન્યાય વ્યવસ્થાને સ્વીકારી લઈને મૃતકના શરીરનો અંતિમ સંસ્કાર જેને અંત્યેષ્ટિ કહેવાય છે તે સ્મશાનમાં વિધિવત કરવો જેથી વાતાવરણમાં દુર્ગંધ ફેલાય નહીં. અંતિમ સંસ્કાર કર્યા બાદ મૃતકના ઘરે વેદાદિ શાસ્ત્રો અનુસાર વૈદિક વિધિથી શુદ્ધિ યજ્ઞ અર્થાત્ શાંતિયજ્ઞ કરવાનું વિધાન છે. શાંતિયજ્ઞ કરવાથી ઘરમાં મૃતક શરીર દ્વારા ફેલાયેલી દુર્ગંધ દૂર થાય છે અને પરિવારજનોને માનસિક શાંતિ પ્રાપ્ત થાય છે. શાંતિયજ્ઞ માટે કોઈ પણ આર્ય સમાજનો સંપર્ક કરી શકાય છે.

વિશેષ પરોપકારાર્થે મૃત્યુને યાદગાર બનાવવા મૃતકના શરીરનું દેહદાન, નેત્રદાન, અંગદાન કરીને બીજાને જીવનદાન આપી શકાય છે.

**સંકલનકર્તા : પ્રવીણાબેન વાઘેલા**

॥ ओ३म् ॥

# ● આર્યસમાજના ૧૦ નિયમો ●

(૧) બધી સત્યવિદ્યા અને જે પદાર્થ વિદ્યાથી જાણવામાં આવે છે તે સર્વનું આદિમૂળ પરમેશ્વર છે.

(૨) ઈશ્વર સચ્ચિદાનંદસ્વરૂપ, નિરાકાર, સર્વશક્તિમાન, ન્યાયકારી, દયાળુ, અજન્મા, અનંત, નિર્વિકાર, અનાદિ, અનુપમ, સર્વાધાર, સર્વેશ્વર, સર્વવ્યાપક, સર્વાન્તર્યામી, અજર, અમર, અભય, નિત્ય, પવિત્ર અને સૃષ્ટિકર્તા છે, તેની જ ઉપાસના કરવી યોગ્ય છે.

(૩) વેદ બધી સત્યવિદ્યાઓનું પુસ્તક છે. વેદ ભણવા, ભણાવવા અને સાંભળવા સંભળાવવા એ બધા આર્યોનો પરમધર્મ છે.

(૪) સત્ય ગ્રહણ કરવામાં અને અસત્ય છોડવામાં હંમેશા ઉદ્યત રહેવું જોઈએ.

(૫) બધા કામ ધર્માનુસાર અર્થાત્ સત્ય અને અસત્યનો વિચાર કરીને કરવાં જોઈએ.

(૬) સંસારનો ઉપકાર કરવો એ આ સમાજનો મુખ્ય ઉદ્દેશ છે. અર્થાત્ શારીરિક, આત્મિક અને સામાજિક ઉન્નતિ કરવી.

(૭) બધાની સાથે પ્રીતિપૂર્વક, ધર્માનુસાર યથાયોગ્ય વર્તવું જોઈએ.

(૮) અવિદ્યાનો નાશ અને વિદ્યાની વૃદ્ધિ કરવી જોઈએ.

(૯) બધા લોકોએ પોતાની ઉન્નતિથી સંતુષ્ટ ન રહેવું જોઈએ, પરંતુ બધાની ઉન્નતિમાં પોતાની ઉન્નતિ સમજવી જોઈએ.

(૧૦) બધા મનુષ્યોએ સામાજિક સર્વહિતકારી નિયમ પાળવામાં પરતંત્ર અને બધા જ હિતકારી નિયમમાં બધાએ સ્વતંત્ર રહેવું જોઈએ.